# ઇકબાલ મસીહ

## પાકિસ્તાન નો એક બહાદુર છોકરો

જીનેટ વિંટર



# ઇકબાલ મસીહ

## પાકિસ્તાન નો એક બહાદુર છોકરો

જીનેટ વિંટર



# ઇકબાલ મસીહ (1982-1995)

ઇકબાલ મસીહ નો જન્મ પાકિસ્તાન માં લાહોર પાસે મુરિદકે ગામ માં થયો હતો. જયારે એ ફક્ત ચાર વર્ષ નો હતો, ત્યારે એના ગરીબ માઁ-બાપે ગાલીચા કારખાના ના માલિક પાસે થી બાર ડોલર ઉધાર લીધા હતા. કરજ ના બદલા માં ઇકબાલ એક બંધણી-મજૂર બની ગયો હતો. જ્યાં સુધી કરજ ન ચૂકવાય ત્યાં સુધી રોજ ઇકબાલ ને ગાલીચા ની સાળ પર કામ કરવાનું હતું. એ દિવસ ના ફક્ત વીસ સેન્ટ કમાતો હતો.

જયારે ઇકબાલ દસ વર્ષ નો  થયો ત્યારે પાકિસ્તાન ના બંધણી-મજૂર મુક્તિ મોરચા એ એને મુક્ત કરાવ્યો. પોતાની સ્વતંત્રતા મળ્યા બાદ, ઇકબાલે બહાદુરી થી બાળ મજૂરી સામે અવાજ ઉઠાવ્યો.

ઇકબાલ ના કટુ અનુભવો ની ખબર દૂર-દૂર સુધી ફેલાઈ. એણે એની કહાણી બતાવવા માટે એના ઘર થી બહુ દૂર સુધી ની યાત્રા કરી.

ઇકબાલે સ્ટોકહોમ માં એક આંતરરાષ્ટ્રીય શ્રમિક સમ્મેલન માં ભાષણ આપ્યું. એને બોસ્ટન માં રિબોક હ્યુમન રાઇટ્સ ફાઉન્ડેશન તરફ થી પુરસ્કાર મળ્યો. સંયુક્ત માનવ અધિકાર ના ઉચ્ચાયુક્તે ઇકબાલ ને "જેનાથી દુનિયા ના લાખો બાળકો પ્રભાવિત થયા હતા એ સમકાલીન ગુલામી સામે પાકિસ્તાન માં લડાઈ ના હિમાયતી" ના રૂપ માં સન્માનિત કર્યો.

ઇકબાલ કાનૂન વિષે ભણવા માંગતો હતો. બ્રાન્ડએસ યુનિવર્સીટી એ એને પૂરી છાત્રવૃત્તિ પ્રદાન કરી હતી.

ઇકબાલ ને ગાલીચા ઉદ્યોગ ના માલિકો તરફ થી મોત ની ધમકી મળી. 16 એપ્રિલ, 1995 માં જયારે એ બે પિતરાઈ ભાઈઓ સાથે એના ગામ માં સાયકલ સવારી કરી રહ્યો હતો, ત્યારે ઇકબાલ ની ગોળી મારી ને હત્યા કરવામાં આવી. એ ફક્ત બાર વર્ષ નો હતો. એના મૃત્યુ ના સંજોગો બહુ સંદિગ્ધ હતા.

આપણે સંકટ થી બચવા પ્રાર્થના ન કરીયે,
બલ્કે એનો સામનો કરતી વખતે નીડર બન્યા રહીયે.
રવીન્દ્રનાથ ટાગોર





## બાર ડોલર

જ્યાં સુધી એના માઁ-બાપ બાર ડોલર નું કરજ ન ચૂકવે ત્યાં સુધી ચાર વર્ષ ના ઇકબાલ ને ગાલીચા ના કારખાના માં કામ કરવાનું રહેશે. એક છોકરા ની આઝાદી ની કિંમત - ફક્ત બાર ડોલર હતી!






"અહીં પતંગ નહીં લાવતો!" ગાલીચા કારખાના ના માલિકે ઇકબાલ ને અં ધારા કારખાના માં ખેંચ્યો. ત્યાંની એકમાત્ર બારી માં લોખંડના સળિયા હતા.

ઇકબાલ ને સાળ (લૂમ) સાથે બાંધવામાં આવ્યો, જેથી એ ભાગે નહીં.



ઇકબાલે એના જેવા જંજીર થી બંધાયેલા બાળકો ની ઘણી કતાર જોઈ. બધા તપતા ઝાંખા અંધારા માં ગાલીચા ગૂંથી રહ્યા હતા.



નાની આંગળીઓ જટિલ પેટર્ન ગૂંથી સકતી હતી, એટલી જટિલ કે માલિક ને ઇકબાલ ના એક ગાલીચા માં એણે ગૂંથેલો પતંગ નો નમૂનો પણ ન દેખાયો. એના હાથ કામ કરી રહ્યા હતા, જયારે એનું મન આસમાન માં ઉડી રહ્યું હતું.



ઇકબાલ અંધારા ઘર માં રહે છે.

એ સૂર્ય નીકળતા પહેલા કારખાના માં પહોંચે છે, અને પછી એ ત્યાં આખો દિવસ કામ કરે છે. એ સૂર્ય ડૂબ્યા પછીજ ઘરે પાછો ફરે છે.



એક રાત્રે ઘરે પાછા ફરતા ઇકબાલ ને દીવાલ પર એક નોટિસ દેખાઈ. પેશગી (કરજ) બાબત એક મીટિંગ થવાની હતી. એજ પેશગી જેને લીધે ઇકબાલ જેવા બાળકો ગુલામી માં ધકેલાયા હતા.



ઇકબાલ મીટિંગ માં ગયો. એને ખબર પડી કે હવે પેશગી ગેરકાનૂની થઈ ગઈ છે અને બધી કરજો માફ કરી દેવામાં આવી છે. એ હવે ગાલીચા ફેક્ટરી ના મલિક નો ગુલામ ન હતો. હવે ઇકબાલ મુક્ત હતો!



પછી એ દોડતો અંધારા કારખાના માં ગયો, એણે નોટિસ લહેરાવી અને બૂમ પાડી, "હવે તમે બધા સ્વતંત્ર છો! આપણે બધા મુક્ત છીયે!"



ગુલામી થી મુક્ત ઇકબાલે ફરી સ્કૂલ જવાનું ચાલુ કર્યું. એ ભણવામાં બહુ તેજ હતો અને એણે બહુ તેજી થી તરક્કી કરી. એ એક બહાદુર છોકરો હતો એટલે એણે એના જેવા છોકરાઓ ના હિત માટે એનો અવાજ બુલંદ કર્યો. ફેક્ટરી માલિકો ની ધમકીઓ આ દસ વર્ષ ના બાળક ને ડરાવી ન શકી.



ઇકબાલ પાકિસ્તાન ની ગાલીચા ફેક્ટરીઓ માં ગયો. એણે 3000 થી વધુ મજૂર બાળકો માં સ્વતંત્રતા નો સંદેશો ફેલાવ્યો. પછી એનો સંદેશો ફેલાવવા સમુદ્ર પાર કરીને અમેરિકા માં ભાષણ આપવા ગયો.

"હું પાકિસ્તાન માં એજ કરવા ચાહું છું જે અબ્રાહમ લિંકને અમેરિકા માં કર્યું. હું બાળકો ને ગુલામી માં થી મુક્ત કરવા માંગુ છું."



જયારે એ પાકિસ્તાન પાછો ફર્યો ત્યારે ધમકીઓ ફરી શરુ થઈ ગઈ. તો પણ બાર વર્ષ નો છોકરો એમનાથી ડર્યો નહીં. ઇકબાલ હવે આઝાદ હતો. પછી એક દિવસ જયારે એ સાઇકલ ચલાવી રહ્યો હતો ત્યારે કોઈ એ એને ગોળી મારી ને એનો જીવ લઈ લીધો.



એના અંતિમ સંસ્કાર માં, પાકિસ્તાન ના આ બહાદુર બાળક માટે 800 શોકાતુર લોકો એ આંસૂ વહાવ્યા.

સમાપ્ત